બરકત દેશે. એથી જે પરિણામ થશે તે સારોજ થશે, માટે તમે કહોછો તેમ કર્યા વિના બીજો ઉપાય નથી.

પટાવતો.—મહારાજ, ત્યારે હવે વિચારમાં વખત ખોશોમાં. જેને જે જે આજ્ઞા કરવી હોય તે કહી દો.

**પ્રતાપ૦**—હવે તેજ કરીએ; ભાઇઓ! કોમલમેરના કિલ્લાનાં રક્ષણનું કામ અનુભવી રાવ ભાણસિંહજીને હાથ સોંપી હું છૂટો થવા ધારૂંછું. તમો તેગને મનમાનતી મદદ આપજો. કાળી રાત્રે જળ જંપ્યું હોય, ને શત્રુના સિપાઇ ઊંઘનાં ડોલાં ખાતા હોય, તે વખતે આકાશમાંથી આભ ફાડી વીજળી નીકળે છે એવે વેગે ઘેરો ચીરી જવાનો જોગ સાધવો જોઈએ. એથી આપણને હાનિ નહિ થાય, ને દુશ્મનના દળમાં ભંગાણ પડશે; તેથી તેમનો કેટલોક ધાણ નીકળી જશે.

**ભાણસિંહ.**—કાંઇ ચિંતા નહિ, એ જુકિત બેશ છે; એથી ધારણા પેશ જશે.

**પ્રતાપ૦**—પેશ પહોંચાડવી પ્રભુને હાથ છે; પણ આ ધુંચવાયલી બાજી તમારા જેવા વૃદ્ધ અનુભવીને સોંપતો જાઉંછું માટે તમે તેને ઠામ આણશોજ એવો મને ભરૂંસો છે.

**ભાણ૦**—બાપુ, ભરૂંસો ભગવાનનો રાખો; લાજનો રાખનાર તે છે. કાચીકાયાનો શો ગારવો છે? મેં કર્યું, હું કરૂં એતો મિથ્યા છે. "ઘોડો ઘોડાના રૂપને ધાશે", એમાં આપને વધુ કહેવાની જરૂર નથી.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ–કોમલમેરની આસપાસનો પાદશાહી લશ્કરનો ઘેરો.

**બાદશાહના લશ્કરી સિપાઇઓ, તેમનો સરદાર શાહબાજખાન ઇત્યાદિ, પાછળથી પ્રતાપસિંહ તથા તેના અસ્વારો.**

**ફતેહઅહમદ.**—(મધ્યરાત્રે) યારો ઝોકતે હો ક્યા?! જરા ખબરદારી રખો; ઘેરા ડાલ કે ઘોરના ક્યા?!

**પીરમહમદ.**—ઘેરાતો છપ્પન દિન રહેગા, ક્યા વહાં તલક

ઉકળતું તેલ રેડાય છે! ભાઇઓ, આપણો ખોરાક કોસરથી વાપરતે છતે પણ ખૂટી ગયો; આવક વના ઊંડા કૂવાનાં નીર ખૂટી જાયછે; અરે! જે કૂવાના જળ ઉપર આપણી જીવનદોરી લીલી રહેવાની લાલચે વળગી રહ્યા હતા તેનાં નીર કોઇ ઘોર કર્મ કરનારે* કથાળ્યાં! તે પાપીનું પ્રભુ શું ભલું કરશે ? રે, તે કોઇ ભોમિયાએજ ભૂંડાઇ કીધી હશે એમાં ફેર નથી! દુઃખની વાતનો વિસ્તાર કર્યે દી વળવાનો નથી, માટે હવે આપણે શું કરવું તેની સલાહ પૂછુંછું, માટે તેનો ઉત્તર આપો.

પટાવતો.—રાણાજીની નજરમાં આવે તે રસ્તો અમારે કબૂલ છે. જે તે પ્રકારે રાજના રોપાને આળ ન આવે તો સારૂં એમ અમારૂં કહેવું છે. અમારે અંતે એના હેઠેજ વિસામવાનું છે. કલ્પવૃક્ષ મૂકી બાવળની આશા કોઇ નહિ કરે. અમારૂં કલ્પવૃક્ષ બાપારાવળનું કુળછે; માટે તેને માટે અમારા પ્રાણને પણ વહાલો નહિ કરીએ; તેથી જે તે રીતે રાણાજી પોતાના કુટુંબને લેઇ ઘેરામાંથી બીજી અભય જગોએ જાય તો બહુ સારૂં એમ અમારા મનમાં છે. જ્યાં સૂધી અમારા પંડમાં પ્રાણ છે ત્યાંસૂધી અમો કોમલમેર દુશ્મનને હાથ જવા નહિ દઈએ.

પ્રતાપ૦—ધન્યછે મારા વિશ્વાસુ વીરાઓ! મારા વિચારને ગળતોજ તમારો વિચાર જણાયો! રે, મળતો કાં ન આવે? જેમનાં મન એકછે તેમનાં મત જૂદાં પડતાંજ નથી. ખરે, મારી ધારણા પણ તમે કહી તેવીજ છે. તમને લઇ અહિં અંતરાઇ રહે દુઃખ ઓછું થવાનું, કે એથી શત્રુનું બળ હળવું થવાનું નથી; પણ ઉલટા આપણે નરમ પડી જઇશું; ને ફજેતી સાથ દુશ્મનને હાથ ફસાઇ પડીશું; માટે મારો વિચાર એવો છે કે, શત્રુનો ઘેરો ચીરી તેમાંથી કુટુંબ સાથે નીકળી જવું. સાથે કોઇને આંચ આવવા ન દે એવા બહાદુર બખ્તરિયા રાખવા, ને કેટલાક યોદ્ધા લઇ જઇ કેઓણ્ડના કિલ્લામાં કબિલો મુકવો. આમ થવાથી અહિંનો ઘેરો ઓછો થશે; આપણી સાથનાં કેટલાંક માણસ અમારી સાથ આવે ભાતુંપોતું ખૂટ્યું છે તેનો ભાર હળવો થશે; ને તેથી તે પાંચ દહાડા વધારે

---

* આબુના દેવરા રાજાએ આ કામ કીધું હતું, જે પ્રતાપનો પક્ષી હતો.

બરકત દેશે. એથી જે પરિણામ થશે તે સારોજ થશે, માટે તમે કહોછો તેમ કર્યા વિના બીજો ઉપાય નથી.

**પટાવતો.**—મહારાજ, ત્યારે હવે વિચારમાં વખત ખોશોમાં. જેને જે જે આજ્ઞા કરવી હોય તે કહી દો.

**પ્રતાપ૦**—હવે તેજ કરીએ; ભાઇઓ! કોમલમેરના કિલ્લાનાં રક્ષણનું કામ અનુભવી રાવ ભાણસિંહજીને હાથ સોંપી હું છૂટો થવા ધારૂંછું. તમો તેગને મનમાનતી મદદ આપજો. કાળી રાત્રે જળ જંપ્યું હોય, ને શત્રુના સિપાઇ ઊંઘનાં ડોલાં ખાતા હોય, તે વખતે આકાશમાંથી આભ ફાડી વીજળી નીકળે છે એવે વેગે ઘેરો ચીરી જવાનો જોગ સાધવો જોઈએ. એથી આપણને હાનિ નહિ થાય, ને દુશ્મનના દળમાં ભંગાણ પડશે; તેથી તેમનો કેટલોક ઘાણ નીકળી જશે.

**ભાણસિંહ.**—કાંઇ ચિંતા નહિ, એ જુકિત બેશ છે; એથી ધારણા પેશ જશે.

**પ્રતાપ૦**—પેશ પહોંચાડવી પ્રભુને હાથ છે; પણ આ ઘુંચવાયલી બાજી તમારા જેવા વૃદ્ધ અનુભવીને સોંપતો જાઉંછું માટે તમે તેને ઠામ આણશોજ એવો મને ભરૂંસો છે.

**ભાણ૦**—બાપુ, ભરૂંસો ભગવાનનો રાખો; લાજનો રાખનાર તે છે. કાચીકાયાનો શો ગારવો છે? મેં કરયું, હું કરૂં એતો મિથ્યા છે. "ઘોડો ઘોડાના રૂપને ધારે", એમાં આપને વધુ કહેવાની જરૂર નથી.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ-કોમલમેરની આસપાસનો પાદશાહી લશ્કરનો ઘેરો.

**બાદશાહના લશ્કરી સિપાઇઓ, તેમનો સરદાર શાહબાજખાનકોકા, પાછળથી પ્રતાપસિંહ તથા તેના અશ્વારો.**

**ફતેહમહમદ.**—(મધ્યરાત્રે) યારો ઝોકતે હો કયા?! જરા ખબરદારી રખો; ઘેરા ડાલ કે ઘોરના કયા?!

**પીરમહમદ.**—ઘેરાતો છપ્પન દિન રહેગા, કયા વહાં તલક મ-

રંગ હૈ ક્યા! શેરપિંજર મેં આ ગયા હૈ, અબ ફિકર ક્યા હૈ? જ-હાં તલક છૂટા થા વહાં તલક નીંદ કિસને લી હૈ? નઉ મહિને સે પેટભર કર રોટી ઔર પા ઘડી ડેર કે નીંદ નહીં લી હૈ. દિલ્હી સે નિકસે ઉસી વક્તકા જુસ્સા તમામ જાતા રહા. પરવરદિગારને સામને દેખા હોગા કિ શેરકી થપટમેં નહીં આયે! ભાઈ, તુંમ ભી જરા જંપો; કિસ્મત મેં ક્યા લિખા હોગા ઉસકી કિસીકો ખબર નહીં હૈ.

**ફતેહ૦**—મિયાં ઓ સચ હૈ, મગર ઐસે કટ્ટે લોગકો કબજે કરકે સોના ગોયા સિર નીચે સાંપકા ઉસીસા ડાલકે સોના જૈસા હૈ; ઉસ વાસ્તે ચોંકતે રહના ચાહિયે.

**મોજીઉદ્દીન.**—યારો ખાલી ખટાપટ કાયકો કરતે હો? ખુદા ખેર ગુજારતા હૈ ઉસી વક્ત જરા આરામ લે લો, દુશ્મન બુરજકી બારીમેંસે કિતને દિન હુવે ડોકિયા કરને નહીં પાવતા હૈ; વો ખુરાકીકી હલાકી સે આપ સેહી લૂલા હો ગયા હોગા; દરવાજેકી સાંકલ ખુલનેકા ભી ઉસમેં કૌવત નહીં રહા હોગા; અપના ઘેરા કુછ થોડે દિનસે પડા હૈ? શહરમેં પંછી ભી પેઠને નહીં પાવતા હૈ, તબ ઉસકી જમા કીહુઈ ખુરાકી કહાં તક ચલી હોગી ઉસ કા બિચાર કરો.

**પીર૦**—મૈંને તો બિચાર કિયા હૈ કિ, દુશ્મન ખાન પાનકી તાનસે બેભાન હોકે તરફડતે હોંગે! કભી મરભી ગયે હોય તો કૌન જાનતા હૈ! મુડદે કુછ ઊઠકે દરવાજા ખોલે ઐસા બને ? !

**મોજી૦**—ખુદા તુંમારા ભલા કરે; આપ સચ કહેતે હો. અબ ગડબડ છોડકે જરા આંખ મિલાઓ.

[તેઓ જરા આંખ મેળવેછે-એટલામાં પડદામાંથી મોટી બૂમ પડેછે.]

અરે! મિયાં જાફરખાં ઝબે હોગયા! કિલ્લે કી પાસકે પહેરેગીરોંકા પત્તા નહીં ખાતા ! !

**ફતેહ૦**—(ચમકી ઊઠી) યારો ઊઠો ! ગૈબકા ગોળા આયા ! !

**મોજી૦**—(ઊંઘમાંથી જાગી) હૈં! હૈં!! ક્યા! ક્યા!!

**પીર૦**—ઓ ક્યા કો કહનેવાલે! ભાગો! સાતમેં તબકસે જિબરાઇલ ઉતરા!

**ફતેહ૦**—(એક તીરથી ઊંધો થઈ જતાં) ઓ તુંમારા ખાના ખરાબ હોઈ-ઈ! ! મૈં મર ગયા !

**મોજી૦**—(ખભામાં એક તીર ચોટતાં) ઓ મેરા બાવા-આ !!!

**પીર૦**—(ચીસ પાડી) ભાગો મેરે બાપ ! એ સાંપતો કાટ ખાયગા !

[ પ્રતાપ પોતાનો પરિવાર બંધ મ્યાનામાં ઘાલ્યો છે, ને પાછળ વજ્રની વાડ જેવા રજપૂત સિપાઇઓ હથિયાર બંધ વીંટાયલાછે, ઘોડા પટાવતો સાથેછે, એવે વેષે એક જબરી રજપૂત ટોળી સાથ પ્રવેશ કરે છે. ]

**પ્રતાપ૦**—વીરાઓ ! ઘણી સંભાળથી ઘોડા ખેડજો; હડીએ ચઢે તેને બૂમ પાડવાનો વખત આવવા દેશોમાં. મૂંગે મોઢે આવતું ઘાસ કાપતા હાલજો; ઝખ મારેછે ! દળની પાર આવ્યાતો છીએ.

**ગુમાનસિંહ.**—(મન સાથે) પેલું તરકડું ટીટો પાડે છે, લાવ એને બોલતું બંધ કરૂં ! [આમ કહી તેને તીર મારે છે.]

**અજબસિંગ.**—વાહ, ગુમાનસિંગ ! અંધારામાં તાકીને કેવુંય રાડું માર્યું કે શરણાઇનો રાગ ઝટ બંધ થઇ ગયો !

**ગુમાન૦**—હવે આપણે બોલવું બંધ કરી ઉતાવળા હાલો, કે આ ડુંગરાની આડની પાર જઇ પૂગીએ; કયાંઇ અંધારામાં ગોળા આવી પડશે તો આંહિના આંહિ રહેશો.

[ તેઓ ઝપાટી ઘેરો પાર કરી જાય છે. ]

**શાહબાજખાન.**—(પ્રવેશ કરી) યારો હટપટો મત ! જમા હોકે દુશ્મન કી પીઠ પકડો ! ઓ જાયગા કહાં ?

**પીર૦**—પીઠ કિસ તરહ પકડે ? બહુત ભી દૌડે, મગર અંધેરે મેં કુછ સૂઝતા હૈ? સૂગા માર પડતે હી જો ગયા સો ગૈબ હો જાતા હૈ !

**શાહબાજ૦**—ગમે યોં કરો, મગર દુશ્મનકો પકડે બિના છૂટકા નહીં હોગા. દુશ્મન ભાગા એસા કસૂર જિનકી સુસ્તિસે હુવા હૈ ઉન કો બેશક બડી સજા હોગી.

**પીર૦**—ઉન્હોં કો કબકી સજા હોગઈ હૈ–અબ કરને કા અખ્તિયાર આદમકા રહા નહીં હૈ.

[હોહા કરી માણસો દોડાવેછે પણ કંઈ વળતું નથી.]

# પ્રવેશ ૪ થો.

સ્થળ—કોમલમેરની બહારની જગો.

**ભાણસિંહ ને રજપૂત સૈન્ય; શાહબાજખાન ને મુગલદળ.**

[ પ્રતાપરાણો કોમલમેરથી ગયા પછી શહેરમાં રહેલા સેનાપતિ ભાણસિંહે શાહબાજખાનનો ઘેરો ઉઠાવવા રજપૂતસૈન્ય કિલ્લા બહાર કાઢ્યું; કારણ શહેરમાં ખોરાકી ખૂટી ગઈ હતી, માટે છેલ્લે મહાનૂ પરાક્રમ કરવાને આ સંગ્રામ આરંભ્યો; એ વખત રાજબારોટ સૈન્યની આગળ આવી વીરરસ વાણી સંભળાવેછે. ]

બારોટ.—(હરિગીતછંદ.)

બળ દાખવો સીસોદિયા, કુળલાજ કારણ આ સમે;
ખળને ખપાવો ખપરમાં; ખાસી રિતે ખાંતે તમે;
પળવાર ન કરો પરવરો, જો કે ખરાબી છે થઈ,
બાજી બધી હાથે થકી, જવનો તણે હાથે ગઈ. ૧
બાજી ગયેલી હાથથી, પૂર્વજો તમ કેરે ઘણે,—
આણીતિ પાછી ઠામ, કવિયો જશ હજી તેના ભણે;
પાછી ગયેલી ઠામ આણી, હમિરને કુંભા જશે,
સંગે સુહાવિ ગયલિ કીર્તિ, અડગ રહિ રણમાં ધશે. ૨
ફત્તા તણી ફત્તેહની, લાલી નથી ઝાંખી થઈ,
કાળે કરીને કાય તેની જો મળી જમિમાં ગઈ;
જય જયમલે કીધો ઘણો રણમાં વધારી રંગને,
કીર્તિ અમર કરવા વહાલું નવ કર્યું નિજ અંગને. ૩
સહિદાસ શૂરે દાખલો દીધો, અચળ જોદ્ધા તણો,
ધન ધન અશા રજપૂતને, છે રંગ તેઓને ઘણો !
ઝાલાજિયે જશ મેળવ્યો, ભાલા તણી અણિયે જશો,
મેળવી કુણ શકશેજ યુદ્ધે, કહો એ શૂરા તશો ! ૪
રણમાંહિ દાખ્યો રંગ, શૂરા રામસિંહે છાજતો,
નિજ પુત્ર ખંડેરાવનો જશ રહ્યો તે સહ રાજતો !
ટકિ રહ્યો શુભ પરતાપ પૂર્વજ છાપ રાખી તેહણે,

આખરસુધી હઠિયો નહીં, હદ વાળિ નાંખી એહણે !　૫
વીંટઇ વળ્યા જવનોજ કોમલમેરને ચોપાસથી,
જય થવા કેરી આશ આધી ગઇ બધી નિજ પાસથી;
ખોરાક સૌ ખૂટી ગયો, પાણીપિવાનું ના રહ્યું,
વસ્તીરૂપી શુભ નીર સરવર શે'રથી સૂકઇ ગયું.　૬
આ કારણે રાણોજિ નિજ પરિવાર લઇ કેઓણ્ડમાં,—
સબધા થવાને સંચર્યા, શુભ વેત ધારી પંડમાં;
અળગા નથી એતો થયા આપણથિ નિશ્ચે જાણજો,
બળ શત્રુનું તોડવા કારણ તે ગયા પરમાણજો.　૭
ભાણને સોંપ્યું કામ કોમલમેરના રક્ષણતણું,
માટે પરાક્રમ પૂર્ણ દાખો, આજ ઓ ક્ષત્રી ! ઘણું;
ફત્તા સમી ફત્તેહ ફાંકો ધરી કુળનો મેળવો,
જયમલ સમો જય જાતિ આબરૂ વેળ ભાઇઓ ! ભેળવો. ૮
ઓ ભાણ ! ધરીને બાણ શત્રૂ પ્રાણ તું ઝટ કાઢને !
કવિયો કરેજ વખાણ, લે શુભ લા'ણ કાપી વાડને*;
આ'વો વખત ફરિ નહિ મળે, મોઘો સુજશ લેવા તણો,
તન તુચ્છ ગણિને આજ, જય-ધ્વજ ઝાલ રહિ સાવધ ઘણો ! ૯
વિસ્મય થઈને પિતૃ વૈમાને ચઢીને જોયછે !
આ સમય કુણ કીર્તિ રળે, કુળઆબરૂ કુણ ખોયછે !!
ઉચ્ચાટ પિતૃનો હરે તે સપુત જાણો સર્વથા,
પરિયાનું પાણી ખોય તેનો જન્મ સૌ જાણો વૃથા ! ૧૦
શૂરો નરકથી સોગણું દુખ ગણે કાયરપણ વિષે,
શૂરો હજાર અરિ મળે દામણો કદિયે ના દિસે;
શૂરો અપાવે ધન્ય ! જનની કૂખને જય મેળવી,
શૂરો પિતા પળિયાં સુનેરી કરાવે જશ કેળવી !　૧૧
તેજી સહે નહિ તાજણો, શૂરો સહે નહિ મારને,
સીસોદિયા સાખે નહીં, કુળ આવતા અંગારને !
ગભરાવિ નાંખો ગર્જના કરિ જવન કેરી જાતને,
સીસોદિયા ! શર વાવરી સ્થળ આ કરો પ્રખ્યાતને.　૧૨

* દુશ્મનના દળ રૂપી વાડ.

વીરરસ વાણી સાંભળતાં તુમુલ યુદ્ધ મચેછે, તેવામાં પુરૂષત્વવાળી વાણી સંભળાવતો રાજકવિ ગોળી વાગવાથી ઘોડેથી હેઠો પડે છે, તેને રજપૂત યોદ્ધા ઊંચકી લે છે.]

**બારોટ.**—(દેહ તજતાં) (સોરઠા.)

મીઠું આવ્યું મોત, પોત જતા પે'લું મને:
ઘડી પછી શું જોત, તે જાણે ત્રિભુવન ધણી. ૧
દેહ વિપત્તિ વર્ગ, મેલી મઘવા મો'લમાં—
જાવા કેરો સર્ગ,* આવ્યો બાપા પાસનો. ૨
હમીર લઇ વૈમાન, આવેલા નજરે તરે;
માટે ધારી ધ્યાન, જાવું જલદી ત્યાં ખરે. ૩
મૃત્યુ લોકમાં માલ શોછે? હે મુજ જીવડા!
ત્યાંતો ઝાઝો તાલ, દુખ નથિ કશું એ દેશમાં, ૪
ઘરડા કવિયો સાથ, ભેટો થાશે ભાવથી;
શાને ખોળે સાથ, જાવા અજર જગત મહીં. ૫
ઓ પ્રતાપના જોદ્ધા સ્વર્ગ નથી છેટે બહુ;
લાગે એની શોધ, શૂરપણે શર સાધતાં. ૬

[ રજપૂતો રાજ કવિ પડતાં ક્ષણભર ઝાંખા થઈ થંભેછે, એવે ભાણસિંહ આગળ આવી તેઓને ઉશ્કેરેછે.]

**ભાણ૦**—શૂરા ક્ષત્રિયો ઝાંખા થાઓ નહિ. એ રાજનું રત્ન ક્યાંઇ કલાગી જગાએ ગયું નથી; રે, તે ગેરવલ્લે પડ્યું નથી! તે આંહિથી ઊંચી પંગતમાં જઈ ભળ્યું છે! તેના નાશવાન્ દેહને લોક વહેવાર પ્રમાણે થવા આબરૂ સાથ રણમાંથી પહોંચતો કરો; ને તેનો દાખલો લઈ તમે તમારાં હથિયાર ઝળકાવો! રે, એ સરાણે છેલ્લી ચઢાવેલી ધાર આ વાર અજમાવો! ને મારી સાથ આગળ આવો. આ લડાઈમાં એવી તરવાર મારો કે, આપણા રાજ કવિયે આપણને ચઢાવેલી ધારને કળિના અંત સૂધી સૌ કોઈ અચંબાની આંખે જુએ! રે, આજ તમારે તમારૂં તેજ જણાવી આપવું જોઈએ. થોડે માણસે મહાન્ દળને દાંતે તરણાં લેવડાવવામાં મોઘો જશ મેળવવાનુંછે. મોટા સૈન્યથી મૂઠીમાં માય એટલા શત્રુને મરડી નાંખવા

* પ્રકરણ—ભાગ. (આ વખતે સમય અર્થે.)

એમાં પરાક્રમ નથી, પણ મૂઠીમાં માય એટલાઓએ મેદાનમાં ન માય એટલાને ત્રાહ્ય પોકરાવવી એજ અચળ કીર્તિનો લહાવ લેવાનું છે! સીસોદિયાઓએ એવાં પરાક્રમ કેદી કીધાં નથી? રે, આજ તમારે તમારૂં તેજ ઝળકાવવાનો જોગ આવ્યો છે, રે, આ'વી મોંઘી મુશ્કેલીની ઘડી પર્વની પેઠે પોંકી આવતી નથી! ને તે ચાલી ચલાવીને તમને લાલી અપાવવા આવી છે, તો ઝાંખા થવાનો આ જોગ નથી. જીવીને શો જોગ સાધવાના હતા? હજાર વરસ તપ કરતે જે પદ ના મળે તે આ વેળે મરણ ભય તજતાં તરત મળશે. મરણ ભેટ્યું તો સ્વર્ગ ચાલીને સામું આવશે! ને જય પામી ઉગરયા તો તમારી વાહ વાહ કહેવાશે, ને ભાઈ સાથમાં ભલપણના લહાવા લેવાશે. કાયર થઈ માત્ર શત્રુને કબજ થશો, ને મુએ નરકમાં જશો; જીવતાં જાત બોળાશે, ને બાપદાદાનાં નામ રાખમાં રોળાશે; માટે જે મરે કે મારે એજ ભલો!

[આ પ્રમાણે યોદ્ધાઓને પ્રેરતો ભાણ મુગલદળમાં તૂટી પડેછે ને માર્યો જાયછે. ભાણ પડેથી ક્ષત્રી સૈન્યમાં ભંગાણ પડે છે. એવામાં શાહબાજખાન પ્રવેશ કરેછે.]

**શાહબાજખાન.**—યારો દુશ્મન કા સરદાર મારા ગયા, બહુત સે રાજપૂત બેહાલ હોકે ભાગ ગયે, ઔર બહુત સે જંગમે કતલ હોગયે; અબ કિલ્લા કબજ કરકે વાવટા ઉડાઓ!

**સિપાઇઓ.** —અલ્લા હો અકબર!!!

[આ પ્રમાણેની બૂમ મારતા કોમલમેર ઉપર ધસી જાયછે. પછી થોડોક વખત વહી જાય છે.]

---

## પ્રવેશ ૬ મો.

સ્થળ—કેઓણનો કિલ્લો.

**પ્રતાપસિંહ તથા તેના થોડા પટાવતો.**

**પ્રતાપ૦**—(પ્રધાન સામું જોઈ) સલુંબરાજી. કંઇ નવાજૂની?

**કૃષ્ણસિંહ.**—નવીજૂની થઈ ગઈ! ધરમતી, ને ગોગુંદ માને લીધાં, ને ઉદેપુર મહોબતે મેળવ્યું; વળી ફરીદખાં આણીકોર આવતો સંભળાય છે.

**પ્રતાપ૦**—પાર પડ્યું! અહિં આવતી ખોરાકી સગા શત્રુએ (અમીદાસે) અટકાવી, ને આપણને હવે મેવાડમાં પગ માંડવાનું ના રહ્યું. હરિ દયાળ છે! જોઈએ શું થાય છે? પણ હવે તમે તમારૂં તખત સંભાળો, આંહિ ઘૂંચાઈ રહે શો દી વળશે?

**કૃષ્ણ૦**—ખસવાની વાત બોલશો માં! અમારૂં તખત જ્યાં આપ ત્યાંજ ગણીએ છીએ. કાયાથી છાયા ક્યાંઇ જુદી થઈ જાણીછે?

**પ્રતાપ૦**—નથી થતી, ને થાતી જોઈ પણ ખરી! ભાણ પડયાની વાત સાંભળી આ કાળજે જે બાણ વાગ્યુંછે-તેનો ઘાવ આ આખો ભવ રૂઝાવાનો નથી! કોમલમેર ગયું એ દુ:ખ કાળજે કાણું કોરવાને બસ નથી, પણ રાજકવિ રણમાં પડ્યા એ દુ:ખે તો ન સંધાય એવો છેદ પાડ્યો છે! રે, પ્રતાપ જીવતો હશે તો કોમલમેર કોક દી પણ મળશે; પણ રામસિંઘજી જેવાં રત્ન, ઝાલાજી જેવાં ઝવેર, ને રવિના રથ આગળ પોતાનો રથ ખેડે એવા કવિ તો પાકવાના પાકી ચૂક્યા!

**કૃષ્ણ૦**—મહારાજ, સંકટમાં સંતાપ કરવાથી કળા ઝાંખી થશે, શત્રુ હસશે, અને બાજી છેક બગડી જશે; માટે ધીરજ રાખો. "જીવતા નર ભદ્રા પામે," એ કહેવત ખોટી નથી. આ મેવાડની ધરતીમાં સદાકાળ નરરત્ન પાકતાં આવેલાંછે; ને રાજમાંથી એક જતાં તેને ભૂલાવે એવું બીજું આવી મળતાં વાર લાગતી નથી, માટે કોઈ વાતે ઓછું લાવશોમાં. સંકટ શૂરાને શિર આવે છે, ને તેજ વહેછે.

[ નેપથ્યમાં ]

દાદા! રાણાજીનો મકામ ચિયો? અમારે કાંક ખબર કે'વીછ.

**પ્રતાપ૦**—(પાસેના માણસને) ભાઈ, એ કોણ બોલેછે? તેને અહિં આવવા દો (તેઓ પ્રવેશ ભર્યા આવેછે તેમને જોઈ) ભાઈઓ, તમે કોણ છો? ને ક્યાંથી શે કામે આવ્યા?

**તેમાંનો એક.**—દાદા અમે આ જંગલના ભીલ સીએ. મારૂં નામ જેહો, ને આનું નામ જહતોછ. આંઇ બાચ્છાનું લહકર આવેછ, માટે દાદાને ખબર દેવા આવિયા સીએ. અમારા લોકનું ટોરૂં બાપાને કાંમ લાગવા તિયાર થઇ રિયુંછ. કારી રાતે જનું હછે તાં કોઈ જાણે નેહ ઇમ જહું.

**પ્રતાપ૦**—(પટાવતો સામું જોઈ) જોયું, જેનો ભય રાખતા હતા તેનાં વાજાં વાગ્યાં ! હવે આવતી ધાડે વિખ ખાવાનું કામ નથી; મજબૂત કિલ્લો હાથ લાગ્યોછે તેમાં આપણને થોડા દહાડા ટકવાને હરકત નથી. સાપના દરમાં ઊંડો હાથ ઘાલી કોઈ કુશળ રહ્યો નથી. તેમ ફરીદનું પાણીપણ કોઈ દહાડો ભરાઇ જશે. પણ રે, રાજકુટુંબને કોઈ એકાંત સ્થળમાં પહોચતું કરવાનો વેત થાય તો સારૂં. (ભીલોભણી જોઈ) ભાઇઓ ! અમારે તો હરકત નથી, પણ રાજકુટુંબને કંઇ આંચ ન આવે એવે ઠેકાણે પહોંચતાં કરી તેમની સેવા બજાવો એમ બને ખરૂં ?

**ભીલો.**—દાદા ! એછું બોઇલા ? રાણાનું કટમ અમારા દેવ જેવું અમે ગણિયેછ. તિમને ઊંનો વા નીં વાઈ ઇમ અમે લઈ જ- છું. અમારા બીજા ભાઇઓને બોલાવી લાવીએ.

[ એમ કહી તેઓ જાય છે, ]

**પ્રતાપ૦**—( પોતાની સાથના પટાવેતોને ) હવે આપણે પણ ઘોડે તંગ કસ્યા રાખો. લાગ વગ જોઈ શત્રુના હાથમાંથી છૂટી સ્વ- તંત્ર જગ્યા શોધી કાઢવી કે જ્યાં રહે કાંઈ વેત બની આવે.

**પટાવતો.**—હા માહારાજ, તેમ કરવુંજ જોઇએ. આપણે અં- તરાઇ રહેવું તો કંઇ કામનું નહિ. આ સમો એવો નથી કે આપણને આંતરેલા કોઈ છોડાવે; છૂટા હોઇશું તો ગમે તેમનાં ઘોડાં ખેલાવી દુશ્મનને પેટ પાણી પડવા નહિ દઈએ.

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—કેઓણ્ડને તેની પાસેનો પ્રદેશ.

**ફરીદખાન ને એક સવાર; પાછળથી પ્રતાપ ને તેના બે સવાર.**

**ફરીદ૦**—(કેઓણ્ડથી પ્રતાપની શોધને નીકળતાં) બહુત રખડ- પટ્ટી કરતે દુશ્મન આંટમેં આયા તો સહી. કિલ્લેમેં સે ભાગા તબ ક્યા ફિકર હૈ ? ચોવતર્ફ આદમી દોડાયે હૈ, ઓ ચોમાસેમેં ભરેહુવે નાલેમેં સે કહાં ભાગે ગા? (સવાર સામું જોઈ) ચલો મિયાં સેર* કરતે કુછ શિકાર† હાથ આતા હૈ !

---

*સહેલ કરતાં. †વક્રોક્તિ-(આ વખતનો એમનો શિકાર પ્રતાપ.)

[ તેઓ ઘોડા ખેલાવતા એક કોતરથી બીજું–પછી ત્રીજું એમ જાય છે. ]

**સવાર.**—સાહિબ! ઘોડા ફેંકતે જરા પીછે ભી દેખિયે; શિકાર કરતે અપના શિકાર નહીં હોજાવે!

**ફરીદ૦**—છીઃ! ક્યા બોલતા હૈ ? અપન કુછ અકિલે હૈં ? અપને બહુતસે સવાર સબ જાય ફિરતે હૈં, ઔર દેખો પીછે ભી દૂરસે આતે હૈં.

**સવાર.**—વો બાત તો સચ હૈ, મગર શેરકી થપટ લગ ગઈ, ઔર તિસકે મુંહમેં જાફસે, ફિર કુછ પુકારનેકા વક્ત મિલતા હૈ?

**ફરીદ૦**—અય નાદાન ! ઐસા મત બોલ. ક્યા શેરકા શિકાર એકકે હાથ સેં નહીં હોતા ? શિકારી જવાંમર્દ ચાહિયે; હમકો સરદારી જવાંમર્દી કિયે બિના મિલી હોગી ક્યા ! !

[આ પ્રમાણે સવારને ધમકાવતો ઘોડો ખેડેછે, તેની પાછળ સવાર પણ મૂંગે મોઢેઘોડો ખેડેછે, અને એક કોતરમાં ઉતરેછે. એવામાં પ્રતાપ બે સવારો સાથે પ્રવેશ કરેછે.]

**સવાર.**—(પાછળ જોઇ ચમકીને) ઓ મેરે મિહરબાન ! જરા પિછે નિધા કરો, યે કૌન આતે હૈં ! !

**ફરિદ૦**—( પાછું જોઈ ત્રણ ઘોડેસ્વાર રજપૂતોને જોઇ હબકીને ) અય ! તૂ અંદેશા રખ્તા થા વો બલા આ પહુંચી ! અબ કહાં ભાગેંગે ? આગે બડા કોતર હૈ વહાં ઘોડે જાસકે ઐસા નહીં હૈ; અબ ક્યા કરના ?

**સવાર.**—સાહિબ, એક જવાંમર્દકે હાથ સે શેર ક્યા જેર નહીં હોતા ? ! આપને જવાંમર્દી કરકે યહ બડા મર્તબા મિલાયા હૈ; જંગમેં લાખોં દુશ્મનકો મહાત કિયે હૈં; તબ યે તીન સવારોં કા ક્યા ભાર હૈ, કિ આપ ગભરાતે હો !

**ફરીદ૦**—(ગુસ્સે થઇ) અય બેવકુફ ! ઇસ વકત અક્કલ હૈરાન હોવે ઐસા મત બોલ ! ભાગનેકા કોઈ ભી બારા નજર આતા હૈ ? વો દેખ.

**સવાર.**—આપ જૈસે જવાંમર્દ સરદારકી જવાંમર્દી ઘડીભરમેં જાતી રહી વો દેખકે મેરી અક્કલ હૈરાન હો ગઈ હૈ ! તિસસે એક ભી બારા નજર નહીં આતા.

[ ફરીદ ને તેનો સવાર આ પ્રમાણે વાતો કરતા બાગલે પગે ઘોડા હાંકે છે, એવામાં પ્રતાપ ને તેની સાથેના બે સવાર તેમની પાસે આવે છે. ]

**પ્રતાપ૦**—(બૂમ મારી) ઓ મિયાં વાઘમાર ! ઊભા રહો, પ્રતાપને ખોળવા ખો'માં ઊંડા ઉતરશોમાં, ક્યાંઈ વાઘ મારી ખાશે ! આ તે તમારે પગલે આવ્યો; લ્યો, પકડી લ્યો !

**ગુમાનસિંહ.**—હવે પકડ્યું એણે ! વાંદરસાથે વાત શી ?! બાપજી, તાકી ભાલો ને નાંખોને એને હેઠો !

**ફરીદ.**—(થથરી જતાં હાથમાંથી બંદૂક પડી જાય છે, ને ઘોડા ફેરવી રાણા સામું જોઇ) ર્ર્રાનાજી ! ક્ક્કબ્જ હુહુઇલે પ્પ્પર ધ્ધ્ધાઉ મ્મ્મત ક્ક્કરિયે !!!

**પ્રતાપ૦**—તમે કબ્જ શેણેછો ? રાણાને કબ્જ કરવાને આજ કેટલા મહિના થયા કાથો વીંટીને થઇ લાગ્યા છો, ને મૂછોને વળ ચઢાવ્યા કરો છો, કે હવે એ જનાર ક્યાંછે? પણ અમે ક્યાંહિ ગયા નથી, આ તમારી પાછળ તમને ખોળતાજ ફરિયે છિયે, કે મિયાં ફરીદખાં અમને ક્યારે પકડે ! હવે માથે શેરસૂંઠ ખાધી હોયતો પકડો !

**મુગલસવાર.**—રાના સાહિબ ! મોગલ સરદારોંકી ખાલી પતરાજી હે; મેવાડ્કે રાને કોઈ દિન કબ્જ હુવે નહીં હૈં, ઔર હોને વાલે ભી નહીં; બાદશાહ કી આગે માન બઢ્નેકી ખાતિર ખાલી મરતે હૈં, ઔર દૂસરે સંગ કે હમ જૈસે મુફલીસ કો ભી મરવાતે હૈં ! માફ્ કરો, આપ બડે અશરાફ્ હો ! આપકે ખાનદાનકી જોડ ઇનસાનમેં ખુદાને પૈદા કી નહીં હૈ. ઇનસાનકી નાદાની સામને ખુદા દેખે તો ઘડીભર ટીકા નહીં જાવૈ.

**ગુમાન૦**—રાણાજી, હાથ આવેલો દુશ્મન જીવતો મૂકશોમાં. આપને દયા આવતી હોયતો લાવો, હું એને વધેરી નાંખું !

**પ્રતાપ૦**—ધીરજ રાખો; (ફરીદ સામું જોઇ) મિયાં પ્રતાપને કબજ કરવાની હાથકડી ક્યાં છે ?! ના, ના; મારતે મિયાંને સાથે હાથકડી રાખવાની શી જરૂર છે ! વારૂ ચાલો, કેણીકોરથી જઈશું ?

**ફરીદ.**—(લજ્જિત મુખે) આપકો ઇસ વક્ત મેરી મજાક્ છોડકે મિહર કરની ચાહિયે. ગુજરે વક્તકી બાત દરગુજર કરો. આપ

મૈં ઐસી બેવકુફી સે પરહેજ રહુંગા. મુઝે માલૂમ નહીં થા, કિ રાનાજી બડે જંગબહાદુર વ દુઃખ આતે કબજ નહીં હોવે ઐસે અજબ આદમ હોંગે ! કમબખ્ત હોવે કિ, અબ આપ કી પીઠ લેવે !

**અજબસિંગ**—મહારાજ નાંખોને ભાલો મારી એને હેઠો, કે ઘોડો ભારે મરતો રહે ! ચઉદ મણનો ભાર ઊંચકી ઘોડો જુઓને કેડોમાંથી મરડાઈ ગયોછે !

**પ્રતાપ૦**—ભાઈ, કબજ આવ્યાને કાપવાથી આપણાં હથિયારને કાટ લાગે. જેણે હથિયાર નાખી દીધાં તે ગમેતો માથાનો વાઢનાર હોય, તોપણ તેને ના સંહારવો; એમ કરીએ ત્યારે આપણામાં ને કાયરમાં ફેર શો ? હાથ આડા ધર્યા એટલે હદ આવી રહી !

**ગુમાન૦**—સાપ સાણસે આવ્યો એને માટલીમાં ઘાલી મોં બંધ કરી જ્યાં કોઈનો પગરવ ન હોય ત્યાં મૂકવો, કે કાંતો પૂરો કરવો.

**અજબ૦**—પાંજરે પડેલા વાઘને છૂટો મૂકવાથી વેદવચન છે કે, વેદના થાયજ; માટે તેને તો પૂરોજ કરવો, કે કાંતો ભૂખ્યો ને તરસ્યો પાંજરામાં સૂકઈ જવાદેવો.

**ગુમાન૦**—ઓ મહારાજ ! એતો હમણાં ગરીબ દેખાયછે પણ એનો મરડાટ ભારે છે! આપે સાંભળ્યું નહોતું, કે એણે રાણાજીને ઝાલવાનું બીડું મૂછે હાથ નાંખી પાદશાહ પાસે ઝડપ્યું હતું ?

**પ્રતાપ૦**—તે ખરૂં છે.

**અજબ૦**—તે ખરૂંછે, તો એ પણ ખરૂંછે કે, આજે એની મૂછો મૂળાંમાંથી ઊખાડી નાંખવી, ને દાઢી પણ આબુની ઝાડી જેવી વધીછે તે ફાંસી નાંખવી, કે એને હાથ નાંખવાનું રહે નહિ; ને એવો રામગોટીલો કરી અહિં રઝળતો નાંખવો કે જતા આવતા ભીલ પણ જાણે કે આ ગરૂડનું ઇંડું ક્યાંથું પડ્યુંછે ! એથી એનું નામ કોઈ લેશે નહિ; એથી એ એકદમ મરશેય નહિ, ને આપણને હત્યા થશેય નહિ. આવો ગમાનસિંગ, બાપજીને ઝાલવાનું પણ લેનારનું પાણી જરા જોઇએ !

**પ્રતાપ૦**—અરે! નહિ, આપણે એવી નાદાની કરવી નથી. માથું વાઢી પાઘડી બંધાવવી એ કરતાં નજ બંધાવવી એ ઘણું સારૂંછે.

અપમાનની આપદા આખો ભવ સાલેછે, ને મરણ દુઃખ અલ્પવારનુંછે—પણ કબજ પડેલા, હાથ જોડેલાને, એ બેમાંનું એકે ન કરવું એ શૂરા ક્ષત્રીનું કામ છે. કદી ભલો શત્રુ હશે તો ઉપકાર માની ખોટો મમત છોડી દેશે, ને આપણી ઉદારતાની છાપ તેના કાળજામાં ચોટી રહેશે; માટે એને મારવો નથી. છૂટીને ભૂંડાઈ કરશે તો ભલે; તેને ભગવાન જોશે.

**ફરીદ૦**—(ઉપકારને આવેશે) ઓ નેકનામ રાના! મિહરકા મેહેરામન! તેરી અકલમંદી કી તારીફ મુઝ સે નહીં હો સકતી. તેરા દિલ ચાહે એસા કર; મૈં તુઝ સે કભી બેવફાઈ નહીં કરૂંગા, ઐસા મેરા કૌલ હે. ઇસ કૌલ સે ફિરૂં તબ તુખ્મ મેં ફેર માનિયો.

**પ્રતાપ૦**—પૃથુરાજને મહમદે માર્યો ત્યારનો ફેર જાણેલો છેજ! રે! અનેક વખત મુસલમાનોએ બેઇમાની કીધી છે, પણ ક્ષત્રીઓએ તેમ કીધું નથી; ને તેમની પડતીનું કારણ પણ તેજછે; પણ ક્ષત્રીઓ એવી પડતીને કીર્તિની ચઢતી સમજે છે. જગતમાં મેળવેલી જીત ચાર દહાડાનું ચાંદરણું છે, પણ સદ્ગુણથી ચળકાવેલી કીર્તિ કલ્પાંતે કાળી થતી નથી. પડયાને પ્રાજે ન કરવો એવો અમારો સ્વભાવ છે, માટે હાલ્યા જાઓ, ને ક્ષત્રીનો છેહ લેવાની લાલચ છોડી દો. બાદશાહ કંઈ જીવ ગયો પાછો આણી નહિ આપે! જશો તમારાં બૈરાં છોકરાંના.

[ બિલાડીના મ્હોમાંથી ઊંદર ખસે તે પ્રમાણે ફરીદ ખસતો થાય છે. ]

**પ્રતાપ૦**—(પોતાના અશ્વારોને) ભાઈઓ, શત્રુને રમતો મેલી હવે આપણે હળવે ઘોડા હાંકવા એ ઠીક નથી, માટે જરા ચાંપીને હાંકો, કે ઠેકાણે થઈ જઈએ.

[ પછી તેઓ જાયછે, ને કેટલોક સમય વીતી જાય છે. ]

---

## पांचमो अंक समाप्त.

# પ્રતાપ નાટક.

## અંક ૬ ઠો.



### પાત્ર.

પ્રતાપસિંહ..........મેવાડનો વનવાસ થયલો મહારાણો.
કૃષ્ણસિંહ............રાણાનો મુખ્ય મંત્રી ચંદાવતનો મુખી.
ચંદાવતો..............રાણાના સગાં સામંતો વગેરે.
વિદૂષક...............રાણાજીનો રંગીલો.
અમરસિંહ...........તેનો પાટવી કુંવર.
રાણી..................તેની પટરાણી–અમરસિંહની માતા.
જેસો, જસતો.......જંગલના ભીલો–રાણાના કુટુંબના રક્ષક.
અકબરશાહ.........દિલ્હીનો બાદશાહ-હિંદુસ્તાનનો ચક્રવર્તી.
તાનસેન..............તેનો પ્રસિદ્ધ ગવૈયો.
ઝનુનુદ્દીન............એકછિદ્ર શોધુ બડેખાં.
બીરબલ..............અકબરનો માનીતો મુત્સદ્દી સરદાર–કવિ.
પીરૂ, ગેંદાલ.........બાદશાહના બાતમીદારો.
ખાનખાનાન.........બાદશાહનો પહેલી પદવીનો સરદાર.
ન્હાની................પ્રતાપરાણાની એક બાળ કુંવરી.
પૃથિરાજ............પાદશાહની તહેનાતમાં રહેલો વિકાનેર વાળો પ્રતાપનો સ્નેહી–સગો.

બીજા અમીર ઉમરાવો ઇત્યાદિ પાત્ર પરત્વે હોય તે.

સ્થળ–પાત્ર પરત્વે સમય સમયનાં ભિન્ન ભિન્ન સ્થાન.



# प्रताप नाटक.

## अंक ६ ठो.



### विष्कंभक.

સ્થળ—જાવડાની ખાણો.

જેસો, જસતો વગેરે ભિલ્લ, તથા ટોપલાઓમાં સંતાડેલો પ્રતાપરાણાનો પરિવાર.

**જેસો.**—(હળવે રહી ટોપલો મૂકતાં) જહતા ! હરવો રહી ઉતારજે ! ઊભો ! હું ઉતારવા લાગું. પેલા પાછર પડી ગિયા; જા જો ! તીમને અહુર કિમ થીઉં ? (તેમને આવતા જોઈ) આયા ખરા ! આંય; ઇમના ટોપલા ઉતારિયે.

**જસતો.**—(ટોપલા ઉતારતાં) જેહા ! આજતો ડોર લીકરી ગિયા ! વાંદરાંનાં ટોરાં જેવાં તરકાં પાછર પઇડાં તાં તે તને હું કેહું ?

**જેસો.**—તેં હાચું કીહું; ટોપલામાં તીમણે નજર ધાલીતી, પણ ધાભાચુંથા ઈમ જાણી જાવા દીધા. એ ચાર માંકડાંને મેં કીહું બાપા ઈમાં તો અમારા ધાભા છ; તીમણે જાઇણું કે ઈમાં કંઈ માલ નથી તિઆરે જાવા દીધા.

**જસતો.**—જે થિયું તે હારૂં થિયું, હવે આંઈ આવે ઈમ નથી. આ ઝાડે દોઇડાં બાંધી છોકરાં અકરાયાંછ તીમને ટોપલે દોઇડું બાંધી જરા હેદોરીએ, ને બાઈયુંને બહાર કાઢીએ. આય, આય.

[ પછી ટોપલાઓમાંથી રાણીઓને તથા છોકરાંને બહાર કાઢે છે. ઝાડની ડાળે ટોપલા બાંધી પારણા જેવું કરી તેમાં છોકરાંને સુવાડી હીંચકા નાંખે છે. ]

**જેસો.**—જહતા, હવે ઠીક થીઉં, પણ કાલ અંતારનાં બધાં ભૂખિયાં છ માટે કાંઈ વેતરાણ કરો.

**જસતો.**—હા, હા; ખાધા વના અકરાઈ બાપડાં અધમુઆં

જેવાં થિયાંછ; ઈમને હાર આંઈ કાંઈ હારૂં ખાવાનું મરતું નીસરે તે તું જાંણુછ,

જેસો.—જાંણુંછું સતો ! જે બંટીબાવટો મરે તે, કંઈ ફૂર હાથ લાગે તો તે, લાયા વના છૂટકો છ ?

જસ્સતો.—આંઇ બંટી કે બાવટો મરે ઈમ નથી. મોલિયાંનાં મૂર દરી તીના રોટલા કરહે તિઆરે !

જેસો.—વખતે જે આયું તે ખરૂં; આપડે આંઇ રો'—ને કુંબલા, ધૂરિયા, શાંમલા, ફાંહું જે જોએ તે મગાવો.

[ પછી તેઓ બીજાઓ પાસે ખાવાને ફળફળાદિ મગાવે છે. તેઓ લાવી તેમના આગળ મૂકેછે; તેની જે વિધિ કરવાની તે તેઓ કરે છે. ]

રાણી૦—ભાઈ જેશા ! તમે આજ જે કર્યું એવું કોણ કરશે ? દુશ્મનના દવમાંથી આખી અણીએ તમેજ આંહિ લાવો ! ભાઈ ! તમે પગદોડ કરવામાં કાચું રાખ્યું નથી; અમે શો બદલો વાળીશું ? !

જેસો૦—બા ! એવું માં બોલો; તમે તો અમારાં માવતાર છો; અમને તમારી ચાકરી કરવાને ભગવતે હરજાછ ! જારે બાપજીની અને તમારી ગલામી થાય તારેજ અમારો જલમ લેખે લાગિયો ઈમ અમે જાંણીએછ !

રાણી૦—અરે ! આપણે તો ઠેકાંણે પડયાં, પણ રાંણાજી કોણ જાણે કયાંય રખડતા હશે !

જસતો.—બા ! તીમની ફકર કરોનાં; તે આંઈ આયા વિના રહેનાર નથી. બાપજી એ જુદા પડતાં કિયું'તું જે અમારી ફકર રાખશોમાં.

રાણી.—બાપુ તે ખરૂં, પણ ધાન પાંણીવના કોઈ નભી શકે છે સું ? ! આ'વી ઉજડ જગામાં અથડાવું, ને ચોથે દહાડે પણ ચીરી રોટલો ખાવાના સાંસા, તો તે પછી શી રીતે પગમાં જોર રાખી શકે, ને આંહિ આવી શકે ?

જેસો૦—બા, ફકર કરોનાં, અમે ઈમને જોવા અમારા ભાઈઓને મોકલીએછ.

[ પછી ઘોડાઓને ખોળવા મોકલેછે.—ને જેસો, જસતો ત્યાં રહી ખાવાપીવાની સોઈ કરેછે, કરાવેછે. ].

---

## विष्कंभक समाप्त.

---

## प्रवेश १ लो.

### સ્થળ—જાવડાની ખાણમાં પ્રતાપનું નિવાસ સ્થળ.

### પ્રતાપસિંહ ને તેના થોડા પટાવતો.

**પ્રતાપ૦**—ભાઈઓ! અથડાઈ કૂટાઈ છૈયાં છોકરાં ભેળા થયા ખરા!

**પટાવતો.**—હરિ દયાળ છે, તે તડકા વાંસે છાંયો કાં ન આપે?

**અમરસિંહ.**—બાપજી! જુઓ તો ખરા! આપણું બધું કુટુંબ અહિં વશી ગયું જણાય છે! અરે જુઓ! પેલાં ન્હાનાં બઇજી ટોપલામાં હીંચકા ખાતાં હસેછે!

**પ્રતાપ૦**—ભાઈ, મેં ક્યારનુંએ ભાળ્યુંછે; તને હમણાં ખબર પડી હશે.

**અમર૦**—હા, હા; બાપજી એમજ. હું આ ઘોડેથી ઊતરી તેમને જાઈ ભેટુંછું.

[ ઘોડેથી ઊતરી હડી કાઢતો પોતાનાં માતાજીને ને ભાઈ બેનોને ભેટેછે. ]

**પ્રતાપ૦**—(પોતાના સાથીઓને) ભાઈઓ, ઊતરો ઘોડેથી, ને બાંધો હવે એમને ઝાડની મૂળીઓએ; હવે કંઈ હરકત નથી.

**પટવતો.**—હરકત શી છે? જ્યાં આપ છો ત્યાં અમારે શો સંતાપ છે?

[ પછી તેઓ રાણાજીના પરિવારને જઈ મળે છે, ને એક ઝા-

ડ નીચે ખાવામાટે ટોળુંવળી બેસેછે. ]

**પ્રતાપ૦**—વીરાઓ! એક વખત એવો પણ હતો કે, સાકરની સૂખડી સોનાના થાળમાં રંગમહેલમાં બેસી જમતા હતા, ને આ પણ એક વખત છે કે—કાચાંપાકાં ફળ, ઊંનાટાઢા રોટલો રાણાને પાલે પડી ખાવાનો દી તમારે આવ્યો!

**પટાવતો.**—મહારાજ! આ દીને અમો અતિ ઊજળો લેખીએ છીએ. રાણાજી સાથે પત્રાળીમાં ઝાડ તળે બેશી સૂકાં ફળ ખાવાં એ અમે અમૃત કરતાં પણ મીઠાં લેખીએ છીએ. જે સ્વાદ સાકરની સૂખડીમાં નહોતો જણાતો, તે આજ જંગલમાં મંગલ થતે અમો લૂખા રોટલામાં દેખીએ છીએ. આપનાં ભાવભરેલાં પીરસાતાં ફળ જેવાં અમને મીઠાં લાગે છે, તેવાં રાવળામાં પીરસાતાં પકવાન અમને મીઠાં લાગતાં નહોતાં. જ્યાં બાપજીનો પંડ ત્યાં અમે ઇંદ્રની સભાનું સુખ લેખીએ છીએ.

**પ્રતાપ૦**—સુખદુઃખ મનનાં કારણ છે; પણ જુઓ, આ ઝાડની ડાળે ટોપલીઓમાં ઝૂલતાં બાળક જાણતાં હશે, કે અમારાં રત્નજડિત પારણાં ક્યાં ગયાં?!

**પટાવતો.**—બાપજી! એતો પરમહંસ જેવાં છે! એમને વિખ ને અમૃત સરખાં છે; આપણે પણ એમના જેવુંજ મન રાખવું જોઈએ.

**પ્રતાપ૦**—ખરે! રાખવું શું જોઇએ? રે, તમે તેવુંજ રાખ્યું છે! પ્રતાપના પંડને માટે તમે પરમહંસ કરતાં પણ વિશેષ કરયુંછે; સંસારની મીઠી માયાને તમે રાણાને માટે રેતી જેવી ગણીછે; રે! રણમાં પુત્રો પડ્યે, રાણીઓ રઝળતી રડ્યે, તમે પોતાનો રંગ ફીકો દાખ્યો નથી, તો તમારાથી બીજા મોટા પરમહંસ ક્યાં જોવા જવું?!

**પટાવતો.**—અમે એટલા બધા જશને જોગ નથી, પણ એ બધું માન આપને છાજેછે.

**અમર૦**—મહારાજ! હવે બધાં પતરાળાં પીરસાઈ રહ્યાં, જમવાની રજા ઘો.

**પ્રતાપ૦**—હા બાપુ, કાચાં પાકાં ફળ, ને જાડા સૂકા રોટલા આ રાજવંશીઓને પહોંચ્યા હોય તો હવે-સવે થઈને લેવા માંડો! (સામંતો સામું જોઈ) ભાઈઓ, સુદામાના તાંદુલ, શબરીનાં બોર, ને

વિદૂરની ભાજી જેવું રાણાનું આ વેળનું ભોજન આરોગો.

**પટાવતો.**—પૃથિનાથ! આ વખતના ભાવના ભોજનને પ્રભુના પ્રસાદ જેવો જાણી પ્રેમ આણી પવિત્ર થવા અમે જમીએ છીએ.

[ પટાવતો પ્રતાપ સાથે મોટા માન સાથે રાજવંશી રીતે જમેછે.]

**કૃષ્ણસિંહ.**—(જમતાં જમતાં) પ્રભુ! તારી ગહનગતિ ન્યારી છે! "જંગલમાં મંગલ ને વસ્તીમાં કડાકા!"

**પ્રતાપ૦**—(હસતે મુખે) સલુંબરાજી! એ શા ઉપર?

**એકસામંત.**—મહારાજ! એ શા ઉપર તે આ રાજમંડળ પોતાના મહારાજ સાથે આ ખાવા ધાય એવી જગોએ ખાવા બેઠુંછે, ને તેથી આ ભોમીનાં ભાગ્ય ઉઘડી ગયાં છે તે ઉપર.

**વિદૂષક.**—જે જેને ફાવે તેમ ઉટાંગ બાંધી રાણાજીને ભલું મનાવો, પણ હું તો મારી મેળે ચોખું કહી નાખીશ કે—જ્યાં તોપના ધડાકા ત્યાં મારે તો કડાકા! ગમે તેવો નગદમાલ ખાઉં પણ ધડાકો સાંભળ્યો કે, કાળજે કડાકો થાય, ને તેથી એંશી દહાડાના અપવાસ થયા હોય એવો નરમગાર થઈ જતો, પણ આ જંગલમાં તેવું કાંઈ નથી; ગમે તો ફળ ખાઉંછું, પણ તે મને દળના જેવો ગુણ આપેછે; માટે મારે તો આ જંગલમાં મંગલ માનવું જોઈએ.

[ થોડો વખત વહી જાયછે. ]

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—દિલ્હીમાં અકબરશાહનો દરબાર.

### અકબર તથા તેના અમીર ઉમરાવો.

**અકબર.**—(તાનસેન સામું જોઈ) તાનસીનજી! ઇસ વકત કુછ અચ્છા તાન મિલાઓ. બસંત ઋતકી બહાર આ રહી હૈ, તબ ઇસ ઋત મુવાફિક્ કોઈ અચ્છા ગાના શુરૂ કરો.

**તાનસેન.**—(સલામ કરી) બહુત અચ્છા બંદેનવાજ!

[ એમ કહી સારંગી સજ કરી ગાણું ગાયછે. ]

(રાગ હોરી.)

આઈરે—બસંત ઋતુ મૌજ દિખાતી; ટેક.

કુદરતકી કિચહુઇ કારીગરી, અજબ તરહ આંખ આતી;
બન ઉપબન ખીલે ખુશકારી, પુષ્પ ખિલે ભાંતિ ભાંતિ,
સુગંધ મંદ સીતલ વાતી; બસંત ઋતુ૰ ૧
આંબ કી ઐસી ઘટા આ રહી હૈ, જાકી ખુબી કહિ ન જાતી;
મૌર મિલે સે બહુત દિલ ભાવૈ, જૈસી પ્રિયા મદમાતી,
સજી સિંગાર સુહાતી; બસંત૰ ૨
પંખી કો ગાન કાન કો ભાવૈ; જાકી બિબિધ હૈ જાતી;
તાબીચ કોકિલા તાન મિલાઈ કે, ઇસ ઋતુ કો ગુન ગાતી,
ગાન લહરી ઉભરાતી; બસંત૰ ૩
બસંત કો બાગ બન્યો દરબાર હૈ, અકબર કો સબ ભાંતિ;
જા બીચ અમિર ઉમરા તરુ શોભૈ, ગાયક ગાત હૈ ખ્યાતિ,
તાનસેન તાન મિલાતી. બસંત૰ ૪

[ હોરીનો મર્મ સમજી બાદશાહ ખુશ થાય છે, ને બીજા મંત્રિઓનાં મુખ મલકાયછે. ]

**બીરબલ.**—(હસતે મુખે) વાહ તાનસીનજી ! ખૂબ કહી !

**જલ્લુદીન.**—(આંખો લાલ કરી હોઠ ફફડાવી) હોરી સુનતેહી સબ ખુશ હુવે, મગર ઉસમેં ઊંટ ચલા જાવે ઐસા ભૂલકા બડા દરવાજા રહા હૈ વો કોઈકી નજર નહીં આયા; અજબ હૈ ! જિસકી નિસકી તારીફમેં મશગુલ હોનેકી હુશિયારી મેં યહ દરબાર કાબેલિયત માનતી હૈ ! બાદશાહકા બડા અકલમંદ કહવાતે કબિ બીરબલ બી તાનસીનકી તાનકા નિસાન હો ગયા !

**બીરબલ.**—ક્યોં હજરત આપકો તાનસીનજીકી હોરી રાસ નહીં આઈ ક્યા ?

**મિયાં૰**—તુમ બાદશાહ કે કાબિલ આસના કહવાતે હો, સો કાગજકા કહને વાલે વ બાબા પૂરને વાલે હો ઐસા મૈં બૂઝતા હૂં. તાનસીન મર્દ હોકે—"તાન મિલાતી" ઐસા હોરી મેં બોલ ગયા; મર્દકી જગે મેહરી હોનેકી બડી ભૂલ ઉસને કી, વો કોઈને નહીં દે-

ખી ઔર તારીફ઼મેં તના ગયે, ઓ નેક બૂઝનેવાલે કો કૈસા બુરા લગનેકા ઠાઠ કિયા,, સો આપહી બૂઝો!

બીરબલ.—યહી બાત હૈ કિ દૂસરી?

મિયાં૦—કયા વહ બાત જૈસી તૈસી હૈ?! સબ ઐબ કો ઢાંકને વાલે હો! શકરકો પીસને વાલે!!

બીરબલ૦—અજી, બુરા મત લગાઓ; તાનસીનજીને ભૂલ નહીં કી હૈ; વો ભૂલમેં બડી મજા વ મરમ રખ દિયા હૈ.

મિયાં૦—ક્યા બડી શરમ લગે ઐસા મરમ!!

બીરબલ.—મુરશદ! ગરમ કાય કો હોતે હો? બડે શાહિરકી બાનીમેં રહી હુઈ ખુબી ખાલી મગજસે ખુલ્લી નજર નહીં આતી હૈ,

મિયાં૦—(ગુસ્સે થઈ) કયા ચૂકકો ચૂતે વે ખાલી મગજ કે, ઔર ભૂલકી સિલગતી ભઠ્ઠીમેં પાઉં ધરે વે ભરે હુવે મગજ કે?! તાનસીન મર્દ મિટકે મેહેરી હુવા ઉસમેં આપને કયા ભૂલ ન દેખી સો આપ હી કહો.

બીરબલ.—અજી મેરી અક્કલસે મૈંને જો ખુબી બૂઝી હૈ ઉસકા ટૂંક બયાન કરતા હૂં, સો જિગર જોડ કે સૂનો. દુનિયાકી પ્યાર પૈદા કરનેવાલી ઔર દિલખુશ કરનેવાલી મજા મેહેરી કી જાત મેં પરવર દિગારને ધરી હૈ. તાનસીનજી બાદશાહકે ફકત ગવૈયે હૈં યોં મત સમઝો, વો બડે અકલમંદ શાહિરભી હૈં. ઉન્હોંને મુસલમાન વ હિંદુ લોગોં કી અકલમંદી ભરી હુઇ બહુતસી કિતાબેં બૂઝલી હૈ, ઔર યે ફાની દુનિયા કે સબ ફૈલસે વાકિફ હુવે હૈં. મેહેરી જાતમેં કૈસી ખુબી ખુદાને મિલાઇ હૈ, ઉસકી કદર ઉન્હોંને અચ્છી તરહ પિછાની હૈ; હિંદુઓં કે પુરાનમેં લિખા હુવા હૈ કિ,દેવ ઔર દાનવ ઉન્હોં કે બીચમેં અમૃતકી બાંટણી ખાતિર બડા ફિસાદ ચલતા થા; ઉસી વક્તુ ખૂદ ખુદાને મોહિની રૂપ લેકે દાનવોં કો ધસ્કદિવાને બના કે આપકી મુરાદ દેવોં કો અમૃત દેકે બર લાયે, વહી મોહની રૂપ મહાદેવ કરકે હિંદુઓંકે બડે તપસી દેવ થે, જિનકી બરાબરી કોઈ જોગી વ દર્વેશ મન કબજ કરને વાલા નહીં હૈ; તિનકી આગે દિખાયા; ઉસી વક્ત મહાદેવકા મન કબજ ના રહા; આપકે તપસે જો મહાદેવ તીન લોગ કો હૈરત પૈદા કરતેથે વે મોહની કો દેખકે હૈર-

તમંદ હો ગયે ! ઔર તિનકા પત્થરસે ભી સખ્ત કિયા હુવા દિલ મોહની કો દેખતેહી મલમ જૈસા હો ગયા; ઉસ સે ઇશ્કબહાવરે હોકે તિસકે પિછે દોડને લગે, ઔર ઇશ્કકી આતશ સે ઉન્હોંકા મની ભી છૂટ ગયા ! જહાંન મેં ખુદાને આદમ જાતકો પ્યાર પૈદા કરનેકે ખાતિર નજર ન આવૈ ઐસા મેહેરી રૂપ લિયા હે; જિસકો હિંદુલોગ માયા બોલતે હેં. વામેં જીવ આશક ઔર માયા માશુક હે; ઉસસે રંગ બરંગી દુનિયા નજર આતી હે.

દેખો હજરત ! દુનિયાકા દિલખુશ હોનેકે ખાતિર ખૂદ ખુદાને નાજનીં રૂપકી છાંય ધરી હેં; બસંતકી બહાર બન મેં સુનાને કે ખાતિર કોલકે કંઠમેં અજબ આવાજ રખ દિયા હે; ઉસસે વો જંગલમેં મંગલ સુનાતી હેં; તબ તાનસીનજી ઇસ દરબાર કો બસંતકી ખુબી દિખાને કે ખાતિર આપકે રાગ કો મેહેરી જૈસા બના કે "તાન મિલાતી" ઐસા કહતે હેં ઉસમેં ભૂલ નહીં હે, મગર અકલમંદી હે યોં મૈં માનતા હૂં.

**સરદારો.**—(ખુશ થઈ) સાબાશ ! બીરબલજી, ખૂબ કહી !

[ નેપથ્યમાંથી શબ્દ થાયછે. ]

કોઈ દરબારમેં ખબર કરો મિયાં પીરૂ આયા હે.

**અકબર.**—અય હજૂરી ! યે કોન બોલતે હેં ? જો હોવે ઉનકી તજવીજ કરકે દરબારમેં આને દો.

**હજૂરી.**—બહુત અચ્છા, બંદેનવાજ !

[ હજુરી બે માણસને પ્રવેશ કરાવેછે. તેઓ સલામ કરી અદબ બજાવી ઊભા રહેછે. ]

**અકબર.**—(તેમાંના એક સામું જોઈ) કયોં મિયાં પીરૂ ! કૈસી ખબર ?

**પીરૂ.**—(હાથજોડી) બંદેનિવાજ ! આપકી રહેમિયતસે અચ્છી હૈ.

**અકબર.**—કયો રાણાજીકા કુછ પતા પાયા ? વે કૈસી હાલતમેં હેં, વ કયા કરતે હેં ?

**પીરૂ.**—ખુદાવિંદ ! આપકે બંદે જાવે, ઔર પતા નહીં પાવે ઐસા હુવા હે ? આપકે નીમખ પાનીકા જોર ઐસા હે કિ સાતમેં તળકમેં પતા મિલ જાવે.

**અકબર.**—ક્યા પતા મિલા? ઉસકી હકીકત સુનાઓ.

**પીરૂ.**—પતા એકદમ નહીં ખાયા ખાવિંદ! ખોજતે ખોજતે હમારી મિટ્ટી ખ્રરાબ હુઇ હૈ! આદમી મીટકે હૈવાનકા ખ્રવાસ લેતે, મોતકે મુંહમેં સિર ધરનેકા કિસબ કરતે પતા ખાયા હ.

**અકબર.**—બેશક! બહુત તકલીફ પડી હોગી ઉસમેં કુછ શક નહીં; ફિર કયા નજર આયા?

**પીરૂ.**—નજર ક્યા આવે? રાના શહરકા વ બસ્તીકા રાજા મીટકે ઉજડ પાહાડોંકા પાદશાહ હુવા હૈ!

**અકબર.**—અય, નાદાન! તંગ હાલતમેં તારાજ હો ગયે હુવેકી મજાક કરનેમેં ક્યા મજા માનતા હ?! જો હોવે સો સચ્ચે સચ્ચી બાત સુનાવ.

**ગેંદાલ.**—(હાથ જોડી) દનદલ્લીના બાચ્છાહ! એ મિયાં હાચી વાત કે'છ; એમાં જૂઠી જરાએ નથી. મનખનું જણું જાં પગ નથી માંડતું એવી જગોમાં રાણોજી પોતાના થોડા પટાવતો હાથે મોટી મોજ માંણેછે!

**અકબર.**—(તેના સામું જોઈ) વહાં ખાતે પીતે ક્યા હે? વ સોતે બેઠતે કિસ તરહ?

**ગેંદાલ.**—ગરીબનવાજ! ખાયછે કાચાંપાકાં ફળ, ને પીએછે પહાડના ઝરણનાં પાણી; સુએછે ઘાસને સાથરે, ને બેસેછે ઝાડને ઓડે.

**અકબર.**—(પીરૂ સામું જોઈ) ઐસી કંગાલિયતકો બાદશાહી દરજ્જા મિયાં પીરૂ કિસ સબબસે દેતે હો?

**પીરૂ.**—જહાંપનાહ! અગર રાના પ્રતાપ બડી કંગાલિયતમેં હૈ ઉસમેં કુછ શક નહીં, મગર કંગાલિયત મેં ભી તિસકી તરેહ બડી શાહનશાહી સે સરસાઇ રકખે ઐસી ચલતી હૈ. તિસકે થોરે સે સિરદાર તિસકી સંગ હૈ, વે ઉસકો ઐસી આફતમેં ભી બડી મોજ દેતે હૈં જંગલમેં ઝાડ નીચું બડી આદાબસે બૈઠતે હૈં; વ મોલકે મૂલીએકી આધી પાઉં રોટી, વ થોરા બહુત સુકા નીલા મેવા બડી દિલ લગીસે બાંટ ખાતે હૈં; ઉસી વક્ત રાના ભી તિન્હોંકે બીચ બૈઠતા હૈ; વ સબકૂં જો ખુરાક પહુંચા ઉસકી તજવીજ ખૂદ કરતે હી

લૂખી રોટી ખાનેકી રજા દેતા હૈ. ઉસી વક્ત સિરદારો બોલતે હૈં- "બાપજી આરોગો" તબ રાના એક નિવાલા મુંમેં ધરતા હૈ, ફિર તિસકી દરગાહમેં શુકર ગુજારતે સબ રોટી પાવતે હૈં ! ખાતે ખાતે તિનકે બોલોંમેં જો મોજ મિલાતે હૈં સો મૈં ક્યા કહું ? મેરી જબાનસે કહી નહીં જાતી !

રાના પ્રતાપ કોઈ અજબ આદમ હૈ ઉસમેં શક નહીં ! બિચારતે તિસકે સિરપર આફતકા આશમાન તૂટ પડા હૈ, મગર તિસકા બોજા વો ગીનતા નહીં હૈ ! ઐસી આફતમેં ભી આપકી ઇજ્જતકૂં ઐબ નહીં લગી ઐસા બોલતે બડા મઘન નજર આતા હૈ ! ખાના લેતે લેતે ભી યહી વિચાર ઉઠતા હૈ કિ જહાંતક ઇનનસોં કે અંદર રજપૂતકા ખૂન વહતા હૈ વહાંતક બાદશાહકી હજૂર સલામ નહીં ભરના !

[ બાતમીદારનું બોલવું સાંભળી સરદારો ચકિત થાયછે. ]

**રજપૂતસરદારો.**–(પ્રસન્નથઇ) સાબાશ! સાબાશ!! પ્રતાપસિંધ!!! તારો રાખ્યો ટેક પ્રમાણ છે.

**અકબર.**–(તેમના સામું જોઈ) બેશક, રાણા પ્રતાપ શાબાસી દેને કે લાયક હૈ ઉસમેં કુછ શક નહીં. ઉસકા યહ હેવાલ મૈંને હર વક્ત જાન લિયા હૈ, ઉસસે મુઝે માલૂમ હુવા હૈ કિ, રાણા પ્રતાપને જો રંજ ખીંચા હૈ એસા આદમ જાતમેં સે કોઈ ખીંચને વાલા નહીં હૈ. આપ કે કુલકી ટેકકે ખાતિર તખ્ત કો તારાજ કર દિયા, જંગલકી રાહ લિયા, બચ્ચે કચ્ચે વ કબીલે કો પહાડોં કે કોતરમેં લેકે ધરે, ઔર આપ ભૂખાપ્યારા ફિરસ્તેકી મિસાલ ઇસ જંગલ ઉસ જંગલ ફિરા.

સરદારો ! ટેક રખના તો ઐસા હી રખના ! આજ કોઉ બાત કરનેકા સિર ઉઠાયા ફિર કલ આફતકા ધુંવા દેખતે હી આંખેં બંધ કરકે દબી માર જાના ઉસ કો ટેક મત કહો; ટેક તો રાણા પ્રતાપ કા! કિ જિસ ને જ્યોં જ્યોં આફત આઈ ત્યોં ત્યોં ટેક કો તંગ કિયા !

**ખાનખાનાન.**—બાદશાહ સલામત, આપ સચ કહેતે હો. યેફાની દુનિયાકે બીચ કોઉ ચીજ હરદમ રહતી નહીં હૈ; દૌલત નદીમેં આયે હુવે પૂરકી મિસાલ વ શાહનશાહી બરસાદ કે રંગ બરંગી ચઢે હુવે બાદલકી મિસાલ જાતે રહતે હૈં, મગર અચ્છે આદમીને જમા કીહુઇ શાબાસી આખિર તક રહતી હૈ, પ્રતાપને જર વ જમીન

ખોઈ હૈ, મગર ઉસ્કી ઇજ્જતકો ઐબ લગને નહીં દી હૈ. સારે હિં-દુસ્તાનમેં ઉસનેહી ક્ષત્રિયોંકી આબરૂ રકખી હૈ ઔર બઢાઇ હૈ.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—અરવલી પર્વતની એકાંત ગુફા.

**પ્રતાપસિંહ તથા તેનો પરિવાર.**

**પ્રતાપ.**—(એકલો મન સાથે) અરે પ્રભુ! તારી ગહન ગતિ ન્યારી છે! મારી આ'વી પણ દશા આવી, કે જેમાં—

( शिखरिणीवृत्त. )

રહ્યા ના સંગી કો, અરિ ફરિ દશે દિશજ વળ્યા,
કિધા કોટિ યત્નો, કરમ કથળેલે નવ ફળ્યા!
તસૂ ના રહિ પૃથ્વી, વસુ પણ ગયો પાસથિ વહી,
ભરે ભાણે ભાગું[1] પરિજન લઈ આ અહિં! તહીં! ૧

રે, આ'વી-દુર્દશા આવી, મારી ભાગ્યદશા મને આ એકાંત સ્થળમાં જ્યાં ખાવા અન્ન મળે નહિ તેવે ઠામે લાવી, તોપણ તેની શી ચિંતા છે? કેમકે—

રહી લજ્જા જો કે જર જમિન જાતે જગ વિષે,
રહ્યું સંઘું જાણું, રહું રખડતો આ નગ[2] વિષે;
બગાડ્યું બાપાનું નવ કુળ કદાં કાયર થઈ,
રહ્યો ચોખો આપે, પરિજન પિયારાંસહ લઈ. ૨

રે! રાજને રાખી, સુખનો સ્વાદ ચાખી, શુદ્ધ દૂધ જેવા કુળમાં શેખ નાંખી રહેવું, તે કરતાં આ'વા એકાંત વાસમાં ઘાસનાં મૂળિ-

---

૧ એ દિવસે ભરેલે ભાણે જમતી વેળાએ ઓ મુગલ આવ્યા! ઓ મુગલ આવ્યા! એવા ભયાનક શબ્દો સંભળાયાથી તથા કંઈ ભાસ જણાવાથી તેને પોતાના પરિવાર સાથે ચાર પાંચવાર નાસવું પડ્યું હતું, ને જમવાનો જોગ આવ્યો નહોતો. આવું વારંવાર બનતું,

૨ પર્વત.

યાંના રોટલા ખાઈ જે કુળની પ્રશંસા વિશ્વામિત્ર સરખાએ કરેલી તે કુળમાં ધૂળ ન ભરાય માટે તેને આ'વા માણસના પગરવ વગરનાં સ્થળમાં રાખી રહેવું એજ ઠીક છે. કેમજે—

ગયું પાછું આવે પદ સુખદ પૈસો પણ મળે,
ગઈ લજ્જા નાવે, કુળકલંક ચોટયું નવ ટળે;
અરે હું બાપાને વિમળ કુળ જન્મી જવનનો-
લઉં ઓળો તો તે કુળ સુ જશ ત્યાગે કવનનો ! ૩

રે ! જે કુળની પ્રશંસા કાળિદાસાદિક મહા કવિયોએ રૂડાં કવનમાં રચી સૂર્યવંશની શોભા સૂર્યના જેવીજ પ્રકાશિત કીધીછે; વાલ્મિકે જેનાં વખાણ પોતાની વીરરસ વાણીમાં વહાલ ધરી કીધાંછે; ને તેથી જે કુળ હજારો—રે, લાખો વરસથી કવિયોથી વખણાતું આવેલુંછે; ભાટ ચારણો પોતાની ભભક ભરેલી ભાષામાં જેને વખાણવામાં પાછા પડયા નથી; એવા નર જે કુળે નીપન્યા, તેનો મહિમા પ્રતાપના વખતમાંજ પૂરો થઈ કવિયોને કાન ખોતરીને પણ કંઈ નોંધવાનું નજડે; એ પ્રમાણે જે કુળના મહિમાનો નિર્મળ વહેતો વહેળો-રે ગંગા જેવી ગરવી કવિયોના કવનના મહાસાગરમાં જતી સરિતા, પ્રતાપના વખતમાં સૂકાઈ જાય—રે ! સ્વર્ગે જાય, એમ શું થવા દેવું ?! માણસે પોતાનો નેક ને ટેક છોડયો તો પછી તેણે શું રાખ્યું?

( उपजाति वृत्त. )

જો ટેક ત્યાગ્યો જન હોય જેણે,
સમૃદ્ધિ રાખી કદિ ક્રોડ એણે;
તો નાક આ અંગથકી કપાવ્યું,
રાખી મુછો મોટિ શું એથિ ફાવ્યું ? ૪

રે, સૂર્ય કુળના તેજસ્વી રાજાઓએ પોતે જે જે ટેક લીધેલા તે તેમણે જીવ ગયે ત્યાગ્યા નથી, ને તેથી તેમનાં નામનો પ્રકાશ કાળનાં કાળાં વાદળ ફરી જતે પણ બંધ પડયો નથી; હરિશ્ચંદ્રે સત્યનો; રામે એક પત્નીવ્રતનો, ને ભરતે ભ્રાતૃભક્તિનો લીધેલો ટેક ચારે દિશામાં ચારે જુગમાં ચહાવોછે. રે, જે કુળમાં ઈશ્વરના અંશાવતાર રાજા થઈ પ્રભુના અવતારરૂપે ગણાઈ પૂજન પામ્યા; તેની

શાખાના સીસોદિયા અદ્યાપિ સૂધી એ કુળની શ્રેષ્ઠતા રાખતા આવ્યા છે, ને તેમણે માથું ગયે કોઈને માથું નમાવ્યું નથી; તેમનો વંશજ આ પ્રતાપ આ કરતાં વિશેષ આપત્તિ સહેવાને સમર્થ છે, પણ અન્યને-અરે! તે વળી જવનને માથું નમાવવાને સમર્થ નથી. કારણ-

( शीखरिणीवृत्त )

નમાવ્યાછે સૌને, રઘુકુળતણા રાજન રૂડે,
નમે તે બીજાને જવન સરખાને જશ બુડે;
જશસ્વી કૂળે લૈ જનમ જશ ખોઈ રહુઁ પદે,
ન એ સારૂં ધારૂં, કવિ પણ અકારૂં મુખ વદે. ૫

(આથમતા સૂર્ય સામું જોઇ હાથ લાંબો કરી કહે છે.)

(शार्दुलविक्रीडितवृत्त.)

હે ભાનું નવ રક્ત થૈશ નમતાં, કાં કે વિતે શર્વરી[૩],—
તું ઊગીશ પ્રકાશ આપિ જગને, શોભીશ પાછો ફરી;
આ ભાનુ-કુળ ભાગ્યહીણ નરને કર્મે પડેલી નિશા,
કો દી હે રવિ! નાહિ આંહિ મટશે દેખું અશું દો દિશા! ૬

વળી હે જગત્સવિતા!

ઘેરે રાહુ તને તથાપિ ચળકી તું સ્વલ્પમાં નીસરે,
આ ઘેરચો પરતાપ આપ યવને ના કલ્પમાં નીસરે;
માટે હો રવિરાજ! આજ બનવું છે યોગ્ય રાતો મને,
તું કાં રક્ત થયો પ્રતાપ તજિને? ના યોગ્ય એતો તને. ૭

પણ ઓ પ્રભાકર! મેં તારૂં કારણ કળ્યું; કેમજે—

તારો વંશજ આજ લાજ મહિમા ખોવા વશ્યો ખો'વિષે,
રાતો તું રવિરાજ તેથિ બનિયો, ના બા'નું બીજું દિસે;
થાવું અસ્ત સમેનું લાલ ન ઘટે, એથી ઘટે છે કળા,
ડૂબીને મરવાનું એહ મહિ છે, કે'વાઇને આકળા.[૪] ૮

---

૩ રાત્રિ. ૪ આ સૂર્ય પ્રતિઉક્તિ યથા યોગ્ય છે,—સૂર્ય અસ્ત થતાં લાલ થાય છે, તો તે ફીકો થઈ જળમાં જવાનેજ. (સૂર્ય દરિયાવાળી દિશામાં અસ્ત થાયછે, જાણે દરિયામાં ડૂબતો નહિ હોય શું!) આજ

રે, અસ્ત કાળે રાતા થવું એતો જળમાં અંતે ઝંપાપાત કરાવનારૂં છે; ને તેમ જાણીનેજ જો કે મારે લાલચોળ બનવાનો સંભવ છે, તથાપિ હું ધીરજ ધારી તેમ કરતો નથી.

રે, તારા વંશજને માટે તારૂં લોહી ઉકળતું હોય તો આવતી રાતના ચાર પહોર ચિંતા વિના ઘરમાં ગાળી જગતમાં અજવાળું કરવા માટે પગ ધરતાં—રે, રથે બેસતાં રક્ત થજે. કારણ-ઉદય સમયનું રક્ત થવું શત્રુને સંતાપનારૂં છે. માટે હે તાત!

(માલિનીવૃત્તં.)

ઉદય સમય આવ્યે અર્કપ[૫] તું હોઇ રાતો,
પછિ તુજ કુળશત્રુ, ઊપરે તાત તાતો—
બનિ કુળ સઉ તેનું બાળિને ભસ્મ કર્જે,
તુજ કુળ તમ આવ્યું ટાળિને હામ ઠર્જે. ૬

[પ્રતાપસિંહ આ પ્રમાણે વિચારોમાં લીન થયોછે-એવે પડદામાં ચીસ પડે છે.]

ઓ બા!!! માલો બાબો! માલો બાબો!! માલો બાબોઓ ઓ!!! એંએંએં!!!

[પ્રતાપ પડદો ખસેડી જુએછેતો કુંવરી બૂમરાણ કરી રહીછે.]

રાણી.—મારી બાપુડી! બા, છાની રહે છાની; તને બીજો બાબો કરી આપું; મારી મોંઘી! મારી મીઠી! બાપ છાની.

ન્હાની.—માલો બાબોઓ-ઓ! ઇં ઇં ઇં!!!

પ્રતાપ૦—(રાણીને) કાં, શું છે? દીકરીએ દમવા કયમ માંડયું છે? આ શું કકળાણ!

રાણી.—(નીચું જોઈ) કાંઈ નહિ.

પ્રતાપ૦—નહિ કાં? એણે ખરેખરૂં ખળિયાણ મચાવ્યુંછે ને! શા માટે આમ લાલચોળ બની બહાવરી પેઠે રડે છે?

ન્હાની.—ઓ ભા! માલો બાબો—ઓ! એં—એં!!

પ્રતાપ૦—મારી માની! બાપ છાની. (રાણીને) શુંછે આને? રોટલો આપી રાજી કરો.

---

પ્રમાણે માણસ વિષે પણ સમજવું-ઇત્યાદિ. ૫ સૂર્ય.

**રાણી.**—અરે ! જે છોકરાંને દૂધને કૂર આપે ખુશી થતાં નહિ, તેને સૂકે રોટલે રાજી રાખવાનો દી આવ્યો, તો તેમાં પણ વિઘ્ન આવી પડયાં ! ! !

**પ્રતાપ૦**—કાં એવું કાંઈ કૌતક થયું શું ?

**રાણી.**—અરે ! હા.

**ન્હાની.**—ઓ ભા ! મને ભૂખ લાગી ! બા મને બાખો ની આપની ! એં-એં !

**પ્રતાપ૦**—(રાણીને) શું કડકો ઢાંકવો ભૂલી ગયાં શું ?

**રાણી.**—મહારાજ ! મારે ભાગ્યે અવદશા આણવામાં ભૂલ બાધી નથી ! અરે ! ન્હાનીને માટે રાખેલો ચીરી રોટલો બલાડું ખેંચી ગયું, ને હવે હમણાં નવો કરવાની કશી જોગવાઈ નથી !

**ન્હાની**—ઓ બાખજી! બા મને બાખો ની આપતી !

**પ્રતાપ૦**—(સજળલોચન થઈ) મારી વહાલી ! તું છાની રહે; હમણાં તને સારો મોટો બાખો કરાવી આપુંછું. તારો ન્હાનો બાખો છીવાળો થયો'તો તે કૂતરાને નાંખી દીધો. આપણે એવો છીઆળો ગંદો બાખો કાંઈ ખવાય બા ?

[ કુંવરીનું આશ્વાસન કરી પડદો બંધ કરેછે. ]

**પ્રતાપ૦**—(પરિવારમાં અસરકારક ફેલાયલો કલેશ જોઈ આમ તેમ ફરેછે, ને) હો હરિ ! તેં આજ દશા આણી ?! રે હાય ! હવે હું—

(લલિત વૃત્ત.)

કઠિણ કાળજું શી રીતે કરૂં ?
કઠિણ કલેશ દે–ખી ન હું ડરૂં;
નવ રહે હવે ધૈર્ય રોકિયું,
પુરણ પાપ તે આવિ પોકિયું ! ૧૦
અવદશા અશી આવિ ને વશી,
વિપતિ વાતમાં ન્યૂન ના કશી;
સુત સગા મુઆ રણ વિષે અરે !
તદપિ ટેક મેં ધારિયો ધરે. ૧૧
રખડતો થયો રાનને વિષે,
તદપિ ના ડગ્યો કષ્ટથી કશે;

પુરણ પ્રાક્રમી જે પટાવતો,
સમરમાં શમ્યાં પણ રહ્યો છતો! ૧૨
શરિર કષ્ટ શે’ આવતાં સહ્યું,
જર જમીન ના પાસ કૈં રહ્યું;
રખડતાં કર્યાં રાણી બાળને,
ઉર ભરી અરિ કેરિ ફાળને. ૧૩
હ્રદય રીદ્ધું સં-તાપ સહિ કરયું,
મન મહાવ્યથા દેખિ ના ડરયું;
હમિરકુળના ટેક કારણે,
તનુજ ટાંગિયાં વૃક્ષ પારણે. ૧૪
કુર કમોદનો દૂધ લૈ જમે,
શિશુજ તે લઈ રોટલો રમે!
અરર તેહમાં વિઘ્ન જૈ પડે,
તનુજ ટૂકડા માટ તે રડે!! ૧૫

(પરિક્રમણ કરતો થોભીને)

અરે! હવે પ્રતાપના દુઃખની પરિસીમા આવી રહી! રાજબાળકોને રોટલાને માટે ટળવળતાં જોવાનો દી આવ્યો. એથી હદ આવી રહી!! સઘળાં દુઃખ સહ્યાં એ સાચું છે, પણ હવે આ દુઃખ સહ્યું જતું નથી! અરે! મેં ધીરજ ધરવામાં પાછું વાળી જોયું નથી, રાજ ખોયું, કુટુંબના માણસોને હમીરકુળને આળ ન આવે માટે રણમાં કપાઈ જતા નજરે જોતાં આંખમાં ત્રાસ ન આણ્યો રે, તેથી હું ડગ્યો નહિ; કારણ ક્ષત્રીઓ એટલા માટેજ જન્મે છે, એમ જાણ્યું. રે, રજપૂતનાં બાળ રણમાં માથાં મેલવાનેજ પ્રભુએ પેદા કરયાછે, પણ રોટલાને માટે રખડી મરવાને માટે નથી! રણમાં પ્રતાપના કુંવર કપાઈ જતા જોવાને તેની આંખમાં ત્રાસ નથી, પણ તેનાં બાળકને રોટલાને માટે રડતાં જોઈ તેને મોટો ત્રાસ ઉપજેછે! રે, એ કષ્ટના કોવાઢાથી તેનું વજ્ર જેવું કઠણ કાળજું ચીરાઈ જાયછે!! ને તેથી નામની માની લીધેલી ખોટી મોટાઈનો તેને ધિક્કાર આવેછે; ને તેને માટે ફાંફાં મારવાં ફોકટ છે એમ તે ધારે છે. રે! આ જગતમાંની નામના ને મોટાઈ ખોટી છે, ને તેને મા-

ટે મંડ્યા રહેવું, ને ન ખમાય એવું દુઃખ સહેવું મિથ્યા છે. પ્રભુ-ને જેને મોટાઈ આપવી હોય છે તેનેજ મળી શકે છે, ને જેની તે લેવા ધારે છે તેની કોટિ પ્રયત્ન કરે રાખી રહેતી નથી, માટે મારે ફાંફાં મારવાં ફોકટ છે. રે તેની ઇચ્છાવિના તરણું સરખું હાલતું નથી; તે તરણાનો મેરૂ ને મેરૂનું તરણું કરેછે; રાજાને રંક ને રંકને રાજા કરેછે; તેને સૂર્ય વંશનો–રે! હમીરકુળનો મહિમા હવે પૂરો કરવો છે; ને જવનને જશ આપવોછે, માટેજ તે તેની તરફ થયો છે! રે, તેથીજ તેના પાસા સવળા પડ્યાછે; ને આ પ્રતાપે પાંખો વીંઝવામાં કસર રાખી નથી તોપણ તેના દાવ અવળા પડ્યા છે, માટે પ્રભુ જેની પક્ષમાં બેઠોછે તેનાથી વિરૂદ્ધ ચાલવે મારૂં શું વ-ળશે! કાંઈ વળ્યું નથી, ને વળવાનું પણ નથી. ( માથું ધુણાવી ) બગડવા કાળ છે તે મારૂં રાખ્યું રહેનાર નથી; શી રીતે સુધરશે તે ઉંડો વિચાર કરી શોધતાં જણાતું નથી; કદી હું આ જંગલમાં પ-રિવાર સાથે પાર પડી ગયો તો તેમાં મારી શી મોટાઈ વધશે તે મને સૂઝતું નથી; ને એમાં મારૂં કશું પરાક્રમ જગતમાં જણાવાનું ન-થી; એક હાથે તાળી શી રીતે પડે? રે, મેં આભે બાથ ભીડવા જેવાં સાહસ કર્યાં, પણ તેથી કાંઈ અજવાળું ન થતાં અધારૂં દશેદિશાએ ફરી વળ્યું; તેથી હવે માત્ર નામના નિંઘ રાજપદનો અણછાજતો ટે-ક રાખી કશું મીઠું ફળ ચાખી શકવાનો નથી, માટે હરિયે જેને આ સમયે ઊંચું આસન આપ્યુંછે તેને મળી ચાલવાથી દુઃખ દૂર થશે. રે જોઉંતો ખરો, કે રાજમદથી હદ મૂકી આગળ વધતો બાદશાહ બળાત્કાર છોડે છે? !

( પગ અફાળી આગળ ચાલતાં ને પરિક્રમણ કરતાં )

રે, તન મનની નબળાઈ માણસને કેવાં નીચ કર્મો કરવાને દો-રેછે! આહા હા!! મેં જરા વારમાં મનસાથે કેવા ગાંડા ઘાટ ઘડ્યા! પણ રે, શું આ કહેણ ખોટું છે? કે—

(દોહરો.)

"સિંહમૂછ ભોરિંગમણિ કરપીધન સતિ નાર;
જીવ ગયે પર કર ચઢે," ત્યમ ક્ષત્રી-તરવાર. ૧

જવન સામે બાંધેલી તરવાર જીવ સાથેજ જડાયલીછે; તેને છો-

ડેથી અત્યારસૂધીમાં જોડેલો જશ છૂટી પડશે, ને કાળીટીલી કળિના અંતસૂધી ભૂસાવાની નથી; માટે હિંમતનાં હથિયાર ને ધીરજની ઢાલ ધરી દુ:ખના દળની પાર જવું એજ સિદ્ધ, ને એમાંજ સિદ્ધિ છે. હરિ સત્યને કાંટે આવી બેસશેજ!

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ – દિલ્હીમાં અકબરશાહનો દરબાર.

અકબરશાહ તથા તેના અમીર ઉમરાવો.

**અકબર.**—(પ્રસન્ન મુખે) મેરે તખ્તકો તેજ દેને વાલે સરદારે! આજકા રોજ બાદશાહી તવારીખમેં મશહૂર હોગા! શાહજાદેકી શાલગીરેહ કરતે ભી વો મૈં બડા માનતા હૂં; ઉસસે આપ સબકો બડી મોજ મિલેગી.

**સરદારો.**--જહાંપનાહ! વો ક્યા હૈ.

**અકબર.**—જો હૈ સો હૈ! આપસે વો છૂપી નહીં રહેગી.જો બાત સબકે ખ્વાબ મેંભી આતી નહીં હોગી વો નજરસે દેખોગે!

**ખાનખાનાન:**—બંદેનવાજ! ઐસી આરજુમંદ બાત ક્યા હૈ, વો ઇસ વક્ત કહનેકી મિહર કરોગે.

**અકબર.**—મેરે અકલમંદ ઉમરાવ! મિહર પરવરદિગારકી ચાહિયે; આદમીસે ક્યા હો સકતા હૈ? જો પ્રતાપને ઇસ તખ્તકો માન નહીં દેનેકી ખાતિર આપકી ખુરાબી કી, જિસકી તારીફ તુમ સબ એકહી આવાજસે આસમાન તક પહુંચે એસી કરતેથે, ઉસને આપકા આંકડા નીચા કરકે ઇસ તખ્ત કો માન દેકે ઉસકી બડાઈ કબૂલ કી હૈ ઐસા ઉસકે હાથકા લીખા હુવા કાગજ આયા હૈ; જો કાગજ મૈં બડી ખુશી સે મેરે કલેજે ધરતા હૂં! ખુદાને ઇસ તખ્ત કો દી હુઇ ખુજરેગી સારે હીંદુસ્તાનને કબૂલ કી હૈ ઉસમેં મેવાડકે રાણાકી તર્ફકા કંગરા ખાંડા થા સો પરવરદિગારને પૂર દિયા; ઉસસે વો કાગજ મૈં ખુદાકી તર્ફકી નવાજેશ સમજકે સોનેકે તબક મેં ઝરીકે રૂમાલમેં લપેટકે ધરતા હૂં, ઔર આપ સબકો મુઝે મિલીહુઈ ઇનાયત બતાતાહૂં!

